# બીસમીલ્લાહીર—રહમાનીર--રહીમ

:(—):

અલહમદો લીલ્લાહે રબ્બીલ આલમીન વસ સલ્લાતો વસ્સલામો અલા રસુલેહી મોહમ્મદીંવ વઅલા આલેહી વ અસહાબેહી અજમઈન અમ્મા બઅદ

ખુદાપાક ફરમાવે છે મને યાદ કરો હું તમને યાદ કરીશ અને મારો શુકરીયો અદા કરો અને ના શુકરી નહી કરો.

— કુરઆન શરીફ પારા —

ખુદાપાકે બે ચીજોની તઅલીમ આયતે શરીફમાં દીધી છે કે ખુદાને યાદ કરો અને ખુદાને યાદ કરે તેને માલેક નેઅમતો આપસે તેથી આગળ શુક્રયો અદા કરવા માટે પણ ફરમાવી દીધુ.

હવે ખુદાપાકને યાદ કરવાથી શું ફાયદો થશે તેજો સમજમાં આવી જાએ તો જરૂર અલ્લાહપાક ને યાદ કરવાનો શોક મોહબત પેદા થાએ.

ઇનસાન જ્યા સુધી કોઇ ચીજના ફાએદાને ન સમજે ત્યાં સુધી તેના તરફ દીલનું વલણ થતું નથી બપાર બહુ નફાની ચીજ છે પણ ખેતી કરનારાઓનું ધ્યાન તેના તરફ થતું નથી તે ખેતી માંજ ફાયદો સમજે છે કે એક દાણો નાખી સીતેર કે વધુ દાણા નીકળે વેપારમાં રૂપીએ આનો મલેકે કાંઇ પણ વધારે અને એવીજ રીતે વેપારીને વેપારમાં ફાએદો માલમ પડે છે કે આજે નફે વધુ નફો મળે દરરોજ રૂપીએ પૈસો પણ મળે તો હજારો રૂપીઆ મલે એવીજ રીતે નોકરી કરનારા પોતાનાજ કામમાં વધુ નફો સમજે છે કે નોકરીમાં કોઇ રીતની

... કામ કીધુ યાદીનો થશે કે જગાર લઇ લેવો
રેક આદમી જેમાં નફો સમજે છે તે તરફ તેનુ
અને તે કામમાં કોશીશ કરે છે.

ખુદાની યાદીના તરફ આપણે જોઇએ છીએ કે લોકોના
વગતા નથી. વેપાર કે ખેતીના લીધે. ધુપ કે સરદી.
પરવાહ નહીં કરતાં ભુખ પ્યાસ ઉઠાવી મહેનત કરનોજ
. અને નમાઝ કે રોજા રાખવા માટે હજારો બહાના
મછે. કે મારે ફીકર છે કે ફુરસદ મળતી નથી. કે શરદી કે
ગરમી બહુ છે. વીગેરે.

એ વીશે આપણે વીચાર કરીશું તો એમજ માલમ પડે છે. કે આપણા ભાઇઓને ખુદાની યાદીમાં શું ફાએદા છે. એ વીશેની ખબરજ નથી. જો ખુદાની યાદીનો ફાએદો માલુમ હોત તો જરૂર કરને આફ્રીકા કે બીજા દેશોમાં જવાથી બહુ નાણુ વેપાર કે નોકરીમાં મલશે. એવું જ્યારે યકીન થઇ જાએ તો તે ઇનસાન બાલ બચ્ચાં વીગેરેને છોડી ઘરના પૈસા ખરચી તકલીફ ઉઠાવી દરીયાની પણ સફર કરે છે. લોકોની ખુશામતો કરી ધંધો શરૂ કરી નાણુ કમાવા માટે કોશીશ કરે છે. અગર ખેતીના ફાએદાઓ પર યકીન થવાથી જમીન વેંચાતી કે ગણવે રાખી ચોમાસામાં કીચડ પાણી વીગેરેની તકલીફો ઉઠાવી ઘરના રોટલા ખાઇ મહેનત કરે છે. કે પાછળથી આપણને ફાએદો સારો થશે.

એવીજ રીતે અગર ખુદાની યાદીના ફાએદાઓ શું છે. તે માલમ હોત તો જરૂર બીજા કામો છોડીને પણ નમાઝ પઢવા જાએ કે ગરમીની પરવાહ નહીં કરતાં ભુખ ઉઠાવી રોઝો રાખે.

અલ્લાહ પાકના ઝીકર યાદીમાં જે ફાએદાઓ છે. તેના અને હમારી દીલની આંખોના વચમાં થોડા પરદા પડેલા માલમ પડે છે. તેથી એ તરફ શોક પેદા થતો નથી. જો નમાઝ પઢયા પછી લોકોને એમ માલમ પડે કે રૂપીઓ મલી જશે તો સારા

ધારવા મુજબ બધી મસજીદો ભરાઇ જાએ બલકે એટલા લોકો થઇ જાએ કે બીજી પણ મસજીદો બાંધવી પડે કેમકે હમારા દીલોમાં પૈસાની મોહબ્બત વધુ છે. જ્યાં પોતાનો મહબુબ હોય ત્યાં આશક દોડતા ચાલ્યા જાએ છે જે ખુદાના આશેક છે. તે ખુદાપાકનાજ તરફ દોડે છે. તેમને ખુદાની એબાદત કરયા વગર ચેન નથી પડતો. તેમના દીલને બરફથી કે ગુલાબ અનારના સરબતથી ઠંડક નથી પોંચતી. જ્યારે ખુદાના એબાદત અને ઝીકર કરવાથીજ ઠંડક પોંચે છે. ખુદાના દોસતોના બયાનો સાંભળ્યા હશે. કે તેઓ પાસે દુનીયાની હજારો નેઅમતો આવ્વાં છતાં તેઓ સુકા પાતરા ચાવી ગરમ પાણી પીને પોતાની જીંદગીઓ પુરી કરી ગયા તેઓને સારા સારાં ખાણાઓ અને મીઠા અને ઠંડા સરબતો ગાલીચાઓ વીગેરેમાં એટલી મઝા નહીં મલતી હતી. જેટલી કે ખુદાની એબાદત અને તેના ઝીકરમાં મલતી હતી.

આપણે હઝરત ઇબરાહીમ અધમ રહમતુલ્લાહ અલૈહના હાલને જોઇએ તો માલમ પડશે કે તેઓ બલખના બાદશાહ હતા. સરવે દુનીયાની નેઅમતો તેમની પાસે મોજુદ હતી. પછી કેમ બાદશાહત છોડી અને પોતાનો પુરો વખત ખુદાની એબાદતમાં અને ખુદાની ચાહીમાં ખરચવા લાગ્યા. ગરીબ આદમી હોત તો કોઇ બેવકુફ એમ પણ કહી દે કે કાંઇ ધંધો રોજગાર કે માલ મીલકત ન હોવાને લીધે એટલા શું કરે. તેથી એબાદતમાં પોતાનો પુરો વખત ખરચતા હશે પણ આપને તો ખુદા પાકે બાદશાહ બનાવ્યાં હતાં.

માલમ પડયું કે તેઓને ખુદા પાકની એબાદતમાં વધુ ફાએદાઓ માલમ પડયા ત્યારેજ દુનીયાને લાત મારી ખુદાની એબાદત મોહબત અને તેનીજ ચાહીમાં પોતાની જીંદગીઓ પુરી કીધી.

———:(⌣):———

# ઝીકરે-ઈલાહી-ના ફાએદાઓ

---

જ્યારે આપણે ખુદાપાકને યાદ કરવાના ફાએદાઓ સમજીએ તો પછી કેમ આપણે ખુદાની એબાદત અને ઝીકર નહી કરીએ તેથી ખુદા પાકના ઝીકરનાં ટુંકમાં થોડા ફાએદાઓ લખવામાં આવે છે. કે જેથી હમો ને ખુદા પાકની એબાદત અને ઝીકર ની મોહબ્બત પેદા થાએ અને ખુદાપાક શું બદલો આપશે માલમ પડે.

દુન્યામાં આપણે જોઇએ છીએ કે ખુદાના પેદા કીધેલા ઈનસાનોથી આપણે મોહબ્બત પેદા કરીએ છીએ અને તેમને દરેક વાતમાં યાદ રાખીએ છીએ તો તેઓ આપણી સાથે પોતાના મરતબા મુજબ આપણુને પણ યાદ રાખે છે. ગરીબ આદમી કોઇ બાદશાહ કે અમીરના દરબારમાં ફુલના હાર અથવા મેવો અથવા બીજી કોઇ નાની ચીજ હદયા તરીકે લઇ જાએ છે. જોઇએ તેની કીમત એક પેસાનીજ હોય પણ તે પોતાના દીલમાં વીચાર કરે છે. કે આઇ આદમીના દીલમાં મારા તરફની કેટલી મોહબ્બત હશે કે પોતાનો કામકાજ છોડી તકલીફ ઉઠાવી પોતાના ગજા મુજબ હદયો મારા માટેજ લાવ્યો છે. તેથી હવે આપણે પણ આપણા મરતબા મુજબ અને સારામાં સારો બદલો આપવો. અને એક પૈસાની ચીજના બદલામાં હજારો રૂપીઆનું ઇનામ આપે છે. જાગીરો આપે છે. મોહબ્બતથી બેસાડે છે. અને તેને સારી સારી નેઆમતો ખવાડી મોહબ્બત કરે છે. જેથી લોકો-માં પણ તેની ઇજ્જત થઇ જાએ છે. કે આઇ આદમી સાથે ફલાણો મોટો બાદશાહ કે અમીર અથવા શેઠ સારી મોહબ્બત રાખે છે.

તો આપણે આપણા પેદા કરનાર જીંદગી આપનાર નેઅમતો

આપનાર પાલનહાર ને યાદ કરીએ અને તેની એબાદત કરીએ તેના દરબારમાં એબાદત અને ઝીકરે ઇલાહીના ફુલો લઇ જઇએ અને તેની મોહબ્બતનાં આંસુ આંખથી નીકલે તે હીરા મોતી હદયામાં લઇ જઇએ. તો શું તે પાલનહાર જે બાદશાહોનો બાદશાહ છે તે હમોને ઇનામો અને જાગીરો નહી આપે. હમોને નેઅમતો નહી. આપે શું હમારી તકલીફો દુર નહીં કરે. શું હમારી સાથે મોહબ્બત નહીં કરે શું તેની મોહબ્બત કરવાથી ખુદાની મખ્લુકમાં હમારી ઇજ્જત નહી થાએ.

## એબાદત કરવાથી દુન્યાની જીંદગી સારી ગુજરે છે.

દીની ઇસ્લામી ભાઇઓ જો આપણું ખુદાની એબાદત અને ઝીકર કરીએ અને તેની સાથે મોહબત રાખીએ તો ( અલ્લાહ પાક હમોને દુનયાની પણ સારી જીંદગી આપશે. ખુદા પાક કુરઆન શરીફમાં વાએદો કરે છે કે જે લોકો ઇમાન લાવે અને નેકકામો (નમાઝ વીગેરે) કરે. તો હમો તેને સારી હયાતી જીંદગી આપશું.

## એબાદત કરવાથી આખેરત પણ સુધરે છે.

અને જ્યારે હમો ખુદાના બંદા તાબેદાર થઇશું અને તેનીજ એબાદત અને ઝીકર કરીશું તો હમારી આખેરત પણ સારી થશે ખુદાપાક હમોને જન્નતની જાગીરોનો વારેસ બનાવી દેશે અને હમેશાં રેહેનારી ચીજો ઇનામમાં આપશે ખુદાપાક ફરમાવે છે. કે જન્નત ખુદાનો ખોફ રાખનારાઓ મુત્તકીઓ પરહેઝગારો માટે તૈયાર કરવામાં આવીછે બીજી જગા ફરમાવે છે. તેજ લોકો જન્નતના વારેસ છે. ત્રીજી જગા ફરમાવે છે. ખુદા પાકના નજદીક બુઝરગ ( ઇઝ્ઝતવાલો.) તે છે જે તમારાંમા વધારે મુત્તકી પરહેઝગાર છે. ચોથી જગા ફરમાવે છે અને જ્યારે ખુદાના દોસ્તો જન્નતમાં દાખલ થશે તે વખત જન્નતના ફરીશ્તાઓ ખુદાપાકના હુકમથી ) તેઓને કેહશે. સલામુન

અલૈકુમ તીબતુમ ફદખોલુહા ખાલેદીન. અર્થ તમારા પર સલામ થાઓ તમો મઝામાં રહયા એમાં હંમેશાંના માટે દાખલ થાઓ ઉપર લખેલા ખુદાપાકના સાચા ફરમાનોથી માલમ થયું કે જ્યારે હમો ખુદાનો ઝીકર કરીશું તેની એ બાદતો કરીસું તેનો ખોફ દીલમાં રાખીશું તેની મોહબ્બત રાખીશું તો ખુદાપાક હમોને દુન્યામાં પણ સારી રાહતની જીંદગી આપશે અને હમારી આખેરતની જીંદગી જે અબદુલ આબાદ હમેશાંની છે. જ્યાં મોત નથી તે જીંદગી પણ હમારી સારી થઇ જશે ખુદાપાક હમોને. જન્નતની જાગીરોનો વારેસ હંમેશાના માટે બનાવી દેશે જન્નતની એક એક ચીજ એવી ખુદાપાકે બનાવી છે કે હદીશ શરીફમાં છે. હઝરત હબીબે પાક રસુલે અકરમ સલલ્લાહો અલૈકે વ સલ્લમ ફરમાવે છે કે ખુદાપાકે જન્નતમાં તે ચીજો તૈયાર કીધી છે કે તેને કોઇ આંખે જોઇ નથી. અને કોઇ કાને સાંભળી નથી. અને કોઇ દીલમાં તેનો ખતરો પણ પડયો નથી.

અને બીજી હદીસ શરીફમાં છે કે જન્નત સોના ચાંદીની ઇંટોથી અને મુશક (કસતુરી)ના ગારાથી બનાવ્વામાં આવી છે જેમાં કાંકરાઓ મોતી અને યાકુત (હીરા)ના છે. અને તેમાં માટી કેસરની છે. જે તેમાં દાખલ થશે ઇનામ દેવામાં આવશે. ના ઊમેદ નહીં થશે અને હમેસાં રહેશે અને તેના લુગડાં સડી જસે નહીં અને તેની જવાની ફના થશે નહીં.

ઉપર આયતો અને હદીસો નો ખુલાસો જોતાં હવે પુરી રીતે સમજમાં એ વાત તો આવી ગઇ. કે ખુદાપાક પોતાના ઝીકર અને એબાદત કરનારાઓનો બહુ સારો બદલો આપશે. અને એજ વાતને વધું સમજવા માટે નીચે હદીસ લખી છે. તેથી ખુદાપાકની યાદ કરવાના ફાએદાઓ સમજમા આવી જશે અને મોહબ્બત પેદા થશે.

(હદીસે કુદસી) ખુદાપાક ફરમાવે છે. કે મારો બંદો અગર મને પોતાના દીલમાં યાદ કરે છે. તો હું પણ તેને દીલમાં યાદ

કરૂં છું. અગર મારો બંદો મને કોઇ જમાઅતમાં યાદ કરે છે. તો હું તેને તેથી બહેતર જમાઅતમાં યાદ કરૂં છું.

ઉપરની હદીસ જોવાથી ઝીકર ઇલાહી કરનારાઓનો ખુદાપાકના દરબારમાં :શું મરતબો છે માલમ પડે છે.

આટલો મોટો બાદશાહ જેના કબજામાં સરવે ચીજ છે તે હમારા જેવા ગુલામોને આવી રીતે ફરમાવે. સુબ્બહાનલ્લાહ

## એબાદત કરવાથી હમારોજ ફાએદો છે.

---:( ):

હમો ખુદાપાકના ઝીકર અને એબાદત કરીશું તો એમાં હમરોજ ફાએદો છે. હમારી યાદી અથવા એબાદત કરવાથી. ખુદાપાકને રતી બરાબર ફાએદો થતો નથી. અગર સર્વ મખલુક ખુદાપાકનો ઝીકર અને એબાદત કરે તો તેની ખુદાઇમાં કાંઇ ફાએદો થતો નથી. અગર બધી દુન્યા નાફરમાની કરે તો તેને કાંઇ નુકશાન નથી થવાનું તે તો સમદ બે પરવાહ છે. એટલે એબાદત વિગેરે કરવાથી હમારોજ ફાયએદો છે. મસનવી સરીફમાંછે ) મન ન ગરદમ પાક અઝ તસબીહે શાન પાક હમ એશાં શવંદો દરફેશાં એટલે ખુદાપાક ફરમાવે છે કે અય મારા બંદાઓ હું પાકછું તમારી તસબીહ સુબહાનલ્લાહ (સુબહાનલ્લાહ પઢવા) થી પાક નથી. થતો બલકે હું તો તમારી તસબીહ પઢવા પેહલાંથી પાક છું અયમારા બંદાઓ તમો નાપાક હતા તેથી તમોને પાક બનાવા માટે મેં મારૂં પાક નામ ઝીકર કરવા કહ્યું કે પાક નામની યાદ કરવાથી પાક બનો.

જ્યારે ઝીકર એબાદત વીગેરેથી હમારોજ ફાએદો છે. તો પછી એમાં કેમ સુસતી કરવી. જોઇએ. જ્યારે હમો ખુદાના બંદા છીએ તો માલેકની તાબેદારી અને યાદ કરવી જરૂર છે.

## હમો દુન્યામાં કેમ થયા

હમોને ખુદાપાકે દુનીયામાં શા માટે પેદા કીધા છે. તેજ હમો તો ભુલી ગયા એમ માલમ પડે છે. શુ દુનીયામાં ખાવા પીવા એશ આરામ ઉડાવવા માટે હમોને પેદા કીધા છે. હમારાથી વધારે ખાનાર પીનાર હાથી ઘોડા જીન્નાત વીગેરે છે. હમો તો અડધો શેર શેર અનાજ ખાઇએ શેર બશેર પાણી પી લઇએ પણ જાનવરો તો હમારાથી વધારે ખાએ પીએ છે. હકીકતમાં તો વાત એ છે કે જે ઇનસાન દુન્યામાં આવો અને ફકત ખાઈ પી શાહવત ખરચ કરી ગયો તો તેમાં અને જાનવરોમાં કાંઇ ફરક નથી. બલકે એવા લોકો જાનવરોથી પણ બદતર ઉતરેલો છે.

હમોને સરવે દુન્યાના ભાવોની સરવે કામો વિગેરેની માહીતી છે. અને જ્યારે પોતાનીજ ખબર નહીં હોય કે હું દુન્યામાં શા માટે પેદા થયો છું તો તેનાથી વધારે બેવકુફી જહાલત શું હશે કે પોતાનીજ ખબર નથી.

એક બાદશાહે વઝીરને કહ્યું કે આપણા મુલકમાંથી કોઇ બેવકુફ સારો હોય તેને લાવ મારે તેને કાંઈ ઈનામ આપવું છે કે મારૂં નામ રહેશે કે પહેલાંના લોકો અકલમંદોની કદર કરતા હતા પણ ફલાણો બાદશાહ નો બેવકુફોની પણ કદર કરતો હતો ખેર એક છાંટીને જે ઘણોજ બેવકુફ હતો તેને લાવ્યા બાદશાહે તેને એક ચાંદીની લાકડી એક શરતથી ઈનામમાં આપી કે તારાથી વધુ કોઇ બેવકુફ મલશે તો લાકડી પાછી લઈશ એક મુદ્દત પછી કંઈ બાદશાહ બીમાર થયો તે બેવકુફ પણ બાદશા-હના મહલ પાસેથી જતો હતો તેણે જોયું કે લોકો વધારે અંદર જાએ છે શું છે પુછ્યું તો માલમ પડ્યું કે બાદશાહ બહુ સખત બીમાર છે. બેવકુફ પણ બીમાર પુરસી કરવા ગયો અને બાદશાહને પુછ્યું શું હાલ છે જવાબ દીધો હવેતો મોટી સફરની તૈયારી છે તે બેવકુફ મહલમાં જોવા લાગ્યો કે જ્યારે

મોટી સફર કરવાની છે તો કાંઈ અસબાબ બીસતરા સવારીઓ વિગેરે માલુમ પડતું નથી બાદશાહને પુછયું આપ મોટી સફર કરવાનું કહો છો પણ તેનો બંદોબસ્ત કાંઇ માલમ પડતો નથી. શું પહેલાં બંદોબસ્ત કરી ચુકયા છો. બાદશાહ રડવા લાગ્યો કે આઇ સફરના માટે કાંઇ બંદોબસ્ત કીધો નથી. પેલા બેવકુફે કહ્યું કે બાદશાહ સલામત તમો બહુ મોટા બેવકુફ છો હું પોતે સમજતો હતો કે મારાથી કોઇ વધુ બેવકુફ નહીં હોય પણ તમારે આટલી મોટી [ આખેરતની ] સફર કરવાની અને તેના માટે કાંઇ બંદોબસ્જ નહી કીધો તમોએ જે લાકડી આપી હતી આપની બેવકુફી જોઇ તેને હું આપને ઇનામ તરીકે પાછી આપું છું.

ખુલાસો એ કે આપણને જ્યારે પોતાનીજ ખબર નહી હોય કે હમો શા માટે દુન્યામાં આવ્યા છીએ તો પછી હમારી અકલમંદી હુશીઆરી વીગેરે શા કામની ઇનસાનને ખુદાપાકે એબાદત કરવા માટે પેદા કીધો છે. ખુદાપાક ફરમાવે છે વમા ખલકતુલ જીન્ના વલ ઇનસા ઇલ્લા-લે-યઅબોદુન. અર્થ-નથી પેદા કીધા મે જીન્નાત અને ઇનસાનને મગર એબાદત માટે.

ખુદાપાકની યાદી નહીં કરે તો તે ઇનસાન જાનવરોથી બદતર છે. જ્યારે ઇનસાન ખુદાને યાદ કરવા અને એબાદત કરવા માટે પેદા થયો અને પછી તે એબાદત અને ખુદાને યાદ ન કરે તો પછી જાનવરો અનેઇનસાનમાં શું ફરક છે અંઝાન સાંભળવાથી અને રમઝાનના આવ્યાથી જાનવરોને કાંઇ ખબર નથી અને ઇનસાન પણ એમજ કરે તો બેઉમાં ફરકશો શેખ સઅદી રહમતુલ્લાહ અલેહ ફરમાવે છે કે અગરમાં ખુશબો નહીં હોય તો તે લાકડીજ છે.

જે બંદાઓ ખુદાની યાદી નથી કરતા. અને તેની એબાદત નથી કરતા અને તેના હુકમોને નથી સાંભળતા જે તેની કુદરતની નીશાનીઓને નથી જોતા તેવાઓને માટે ખુદાપાક કુરઆને શરીફમાં

ફ... વે... ...ગોએ જહન્નમથી વધારે ઇનસાન અને જીન્નોને ડરાવ્યા છે. તેમની પાસે દીલ છે. પણ સમજતા નથી તેમને (જાહેરમાં) આંખો છે. ...ણ જોતા નથી. તેમને [ જાહેરમાં ] કાનો છે પણ સાંભળતા નથી [ આવા લોકો ] જાનવરો જેવા છે. બલકે તેથી પણ ભટકેલા ( જાનવર એબાદત માટે પેદા નથી થયા અને ઇનસાન એબાદત માટે પેદા થયો છે ) કુરઆન શરીફ એવા ગાફીલ ઇનસાનો માટે જાનવરોથી બદતર ખરાબ છે. ફતવો આપે છે.

ખુદા પાકની યાદીને ઝીકર અને એબાદત કરયા વગર ચેન નજ આવી શકે ત્યારેજ તેના બંદા હમો થઇ શકીએ હદીસ શરીફમાં છે. ઇમાન વાલો મજીદમા એવો હોય છે. જેવું માછલી પાણીમાં અને મુનાફીક મસજીદમાં એવો હોય છે. જેવું પક્ષી પીંજરામાં અને ખુદાપાક ફરમાવે છે. ખુદાપાકના ઝીકરથીજ દીલને ઇતમીનાન ( શાંતી ) થાએ છે.

ખુદાની યાદ અને એબાદત માટે સરવે ધરમો બોધ કરે છે. અને કોઇ અક્કલ કે ફલસેફો પણ ઇનકાર નથી કરતો.

આપણે જોઇએ છીએ કે દુન્યામાં કોઈ આપણી સાથે એહસાન કરે છે. તો આપણે તેની તાબેદારી કરીએ છીએ પછી તે ... કે અમીર કે હકીમ કે ડાકટર વીગેરે તો પછી આપણે ખુદાપાકના એહસાનો યાદ રાખીએ તો પણ એબાદત કરવા તથા ઝીકર કરવાનો શોક પેદા થાય. હમો લોકોનો એક પણ એહસાન હોય ને યાદ રાખીએ અને ખુદાપકના કરોડો, અબજો એહશાન છે. તે ભુલી જઇએ. અને ખુદાના હુકમોની નાફરમાનીઓ કરીએ ખાવાની દાવત આવે તો યાદ રહે પણ નમાઝનો વખત યાદ ન રહે. એ બહુજ તઅજ્જુબી ભરી વાત છે.

હમો દાવો તો કરીએ છીએ કે ખુદાના આશેક ચાહનારા છીએ પણ ખુદાપાકના કોઇ હુકમની તાબેદારી નહીં કરવી. પોતાનો નફસ જે કહે તે મુજબ ચાલવું અને તેના પર દાવો

કે હમાર તેવો મુસલમાનીમાં કોઇ નથી દાવો કરવો આસાન છે. પણ તેને કરી બનાવવું મુશકેલ છે જ રે દુન્યાના ચાહનારા અ શેકોને જુવો છો કે દુન્યાના માટે કેટલી મહેનતો, કોશીશો કરે છે. તાપ કે સરદી કે વરસાદ તેમને નડતો નથી. ખેતીવાળો કીચડ અને વરસાદમાં ભીંજતો પણ ખેતરમાં જઇ કામ કરે છે. સફરી લોકો પૈસાની મોહબતમાં દરીઆઓની સફર કરી તકલીફો ઉઠાવી પણ મહેનત કોશીશ કરે છે.

હમો ખુદાના ચાહનારા બંદા કહેવાડાવીએ અને નમાઝ પઢવી નહીં રોઝો રાખવો નહી ઝકાત દેવી નહી હજ કરવી નહીં ત બગોરી હસદ કીના દેખાવ રેયા ચુગલી વીગેરેથી બચવુ નહીં અને ખુદાની નેઅ તેનો શુકરાંયો કરવો નહીં અને પછી હમો કહીયે કે હમારી મુસલમાની પાકી તે પાકી છે. એ શું એ તો એક બાઇ હતી. તે મહીનામાં એક વખત વઝુ કરે અને પછી બાજરૂમા જાએ સુઇ જાએ પણ વઝુ નહીં કરે અને કહે કે મારા વઝુ તેવો છે કે તુટતેજ નથી. તો શું હમારી મુસલમાની પણ એવીજ છે. કે હમો ખુદાના હુકમોની ફરમાં બરદારી કરીએ નહીં ખુદાપાકે મના કરેલી ચીજોથી દુર રહીએ નહીં દુનયાની ખુબસુરતી પર હમારી નઝરો રહે અને હમો ખુદાના બંદા અને તેના ચાહનારા કહેવડાવીએ એ શું.

## હમારા હાલપર રડવું આવે છે.

હકીકતમાં વાત તો એ છે કે હમારા મુસલમાન ભાઇઓને રડવા જેવી વાત છે. હમારી ઇમાનની પુંજીમાં કેટલો ઘટારો થઇ ગયો અને ખુદાપાકથી દુઆ કરે કે અય રહમ કરનાર અને નેક કામોની તોફીક દેનાર તુંજ મને તારા હબીબે પાક સાહેબ લવલાકના તુફેલથી મને તું રાજી થાએ એવા કાર્યોની તોફીક આપ મને તારી યાદી અને ઝીકર અને એબાદત વીગેરેમાં મઝા આપ અને મને તારોજ બનાવી લે કે હું તારા સીવા બીજાથી બે ખબર રહું.

નેક કામો કરવાનું ખુદાપાક જેના માટે આસાન કરે તેના માટે આશાન છે. ખુદાની યાદી ઝીકર કરવું અને એબાદત કરવું એ ખુદાપાક જેના પર આશાન કરી દે તો બહુ આસાન છે. નહીતો એ કામો કાંઇ વધારે તાકાત કે માલદારી વીગેરેથી થતી નથી. મોટો તાકાતવાળો આદમી હોય તેને આપ જોશો કે દસ વીશ ગાઉ દીવસના ચાલી શકે છે. ધુપમાં દોડી શકે છે, પણુ નમાઝના માટે જઇ શકતો નથી. દુન્યાના કામોમાં હમારા હજારો રૂપીઆ ખરચ વગર વીચારે થાએ અને દીનના કામમા રૂપીઆ બે રુપીઆ માટે વીચાર કરવો પડે બીચારાં ઉઘરાણાં કરનારને ફેરા ખવડાવી થકવી નાંખીએ અને પછી છેલ્લાં આપવાનું કાંઇજ નહીં હજારો બહાના તેની જગાપર કે વેપાર ઠીક નથી ખેતીમાં કસ નથી. વીગેરે એ તો ખુદાપાક જેના માટે નેકકામો કરવાના આસાન કરી આપે તેનેજ માટે નેક કામો કરવા આસાન છે.

હઝરત મઆઝ રદેયલ્લાહ અનહોએ હઝરત રસુલ મકબુલ સલ્લાહો અલેહે વસલ્લમની ખીદમતમાં અરઝ કીધું યારસુલ્લાહ મને એવું કામ બતાવો જે જન્નતમાં દાખલ કરે અને દોઝખ થી દુર કરે હઝરતે ફરમાવ્યું તુંએ બહુ મોટા કામનો સવાલ કીધો છે. અને એ ( મોટો કામ ) અલબત્તા આશાન છે જેના ઉપર ખુદાપાક આશાન કરે પછી હઝરતે ફરમાવ્યું હતું ખુદાની એબાદત કરજો અને તેની સાથે કોઇની સરીક ( ભાગીદાર ) ન કરજો અને નમાઝ કાયમ કરજો અને ઝકાત અદા કરજો અને રમઝાન ના રોઝા કરજો અને બેહતુલલ્લાહ શરીફની હજ કરજો ( એહ્યા આખેરહી )

ઉપર લખેલી હદીશ શરીફથી માલમ થયું કે ખુદાપાક જેનાપર નેક કામો ખુદાની એબાદતો વીગેરે આસાન કરી દે તો આસાન છે ખુદાપાક હમોને પોતાના હબીબે પાકના તુફેલથી ખુદાપાકના ઝીકર અને એબાદત કરવાની તોફીક આપે.

જે લોકો ખુદાપાકના ઝીકર અને એબાદત કરવાથી મહરૂમ

છે. તેમને તો ખુદાપાકના દરબારમાં બહુ રડવું જોઇએ. અને પોતાના હાલ પર શરમાવ્વું જોઈએ અને શરમીંદગી પેદા થવી જોઇએ કે આવી ખુદાપાકની રહમતો બખશીશો ઇનામો વેંહુચાએ અને તેઓ મહરૂમ રહે.

અફ્સોસ છે હમારા હાલ પર કે ગુનાહ કરીને પણ રડવૂ નથી આવતું. ખુદાની જમીન પર રહી તેનીજ આપેલી જીંદગી અને માલ રોજી અને તંદુરસતી વીગેરેથી ફાએદા ઉઠાવીએ અને તેનાજ બંદા કેહવડાવી તેનાજ તરફ મરયા પછી જવાનું આકીન રાખવા છતાં તેને રાજી કરવા ખુદાપાકનો ઝીકર અને એબાદત ન કરીએ એ શુ ઇનસાફની વાત છે.

સેખ સાઅદી અલૈહીર રહમાએ રસતામાં એક બકરીને જોઈ કે તેના ગલામાં રસ્સી બાંધેલી નથી છતાં પોતાના માલેક પાછળ દોડે છે. તેથી આપે પુંછયુ કે ભાઇ આઈ બકરીના ગલામાં રસ્સી નથી છતાં તમારી પાછળ દોડે છે એવી કઈ રસ્સી બાંધી છે કે એ અકલ જાનવર તારી પાછળ પાછળ ચાલે છે. તો બકરીવાલાએ કહયું કે આઇ બકરીની ગરદનમાં એહસાનની રસ્સી બાંધી છે તેથી મારી પાછળ દોડે છે.

અલ્લાહ અલ્લાહ જ્યારે જાનવર પોતાના માલેકને ઓળખે છે તો પછી ઇનસાન કેમ ન ઓલખે અગર ઇનસાન થઈ માલેકને ન ઓલખે તો એનાથી વધુ કોણ બે વકુફ થઇ શકે.

હવે દરેક કામમાં ઉસ્તાદની જરૂરત હોય છે વેપાર શીખવામાં પણ થોડા દીવસ નોકરી તથા ગુલામી, તાબેદારી કરવી પડે છે. તેમજ ખેતી વીગેરેમાં તો ખુદાપાકનું ઝીકર અને યાદી શીખવા માટે. જ્યારે આપણે બુઝરગોની ખીદમતમાં હાજર થઇશું તો એવા આસાન રસ્તાઓ ઝીકરના બતાવશે કે આપણે આપણા મતલબમાં જલદી ફેઝ પામીશું એટલે ખુદાપાકની યાદી માટે પણ કેટલીક જરૂરી શરતો છે તે શરતો હોયનો ઝીકર ઇલાહીનો

ફેઝ પોંચે જેમકે હલાલ રોઝી ખોફે ખુદા વીગેરે તેથી બુઝરગો ની ખીદમતમાં હાજર થઈ ઝીકરે ઇલાહીના હલકાઓમાં બેસવું જોઇએ.

ઝીક્રરે ઈલાહી વીસે વધુ ખુલાસો સમજવા માટે નીચેના બયાનો જોવાથી શોક પેદા થશે.

બંદાઓના દીલપર ગુનાહો કરવાંથી અંધારૂં થઇ જાએ છે તે વખત ઈનસાનને હલાલ હરામની તમીજ રહેતી નથી તેથી શેતાન દીલપર કબજો કરીલેછે અને તે આદમીને ખોટા કામો કરવાપર લઇ જાએ છે અને તેની આંખોમાં જે ચીજો દોઝખમાં લઈજનારી છે તે સારી ખુબસુરત માલમ પડે છે પછી શેતાન તેને જેમ ચાહે તેમ નચાડે છે અગર તે ઈનસાન આવી હાલત હોવા છતાં ખુદાપાકની યાદી નથી કરતો તો દીવસે દીવસે તે બુરા કામો કરવા લાગે છે. તેથી ખુદાપાકે દીલના અંધારાને દુર કરવા માટે ઝીકરે ઇલાહી નો નુર રાખ્યો છે જ્યારે ઇનસાન ઝીકર કરે છે તો દીલ રોશન થઇ જાએ છે અને શેતાન દુર થઇ જાય છે.

હઝરત નબીએ અકરમ સલલ્લાહોઅલૈહેવસલલમે ફરમાવ્યુંકે દરેકચીજમાટે સેકલ (મેલ દુરકરનાર) હોયછે અને દીલનુ મેલ દુર કરનાર ખુદાપાકનો ઝીકર અને ખુદાપાકના અઝાબથી નજાત અને છુટકારો અપાવનાર ઝીક્રરે ઇલાહી છે યાદે ઇલાહીથી વધું કોઈ ચીજ નથી.

હદીસ કુદસીમા છે કે ખુદાપાક ફરમાવે છે કે હું મારા બંદાની સાથે હોંઉં છું જ્યાં સુધી કે મારો બંદો મને યાદ કરે છે અને તેના હોંઠો મારી યાદમાં હાલે છે.

હઝરત નબીએ અકરમ સલલ્લાહો અલે હે વ સલલમ ઇરશાદ ફરમાવે છે કે જ્યારે તમો જન્નતના બગીચાઓ પર જાએ તો થોડું ખાઇ પી લીઆ કરો ત્યારે સહાબાકેરામે અરજ કીધું કે જન્નતના બગીચા શું છે તો હઝરતે ફરમાવ્યું કે તે યાદે ઇલાહીના હલકાઓ છે.

હઝરત નબીએ અકરમ સલલ્લાહો અલેહે વસલલમે ફરમાવ્યું છે કે જ્યારે કોઇ જમાઅત કોઈ ઘરમાં ખુદાની યાદી કરવા માટે એકઠા થાયે છે અને તે એકઠા થવાથી ફકત મકસુદ ખુદાપાકને રાજી કરવાનું હોય છે. તો આસમાનથી એક પુકારવા વાલો તે જમાઅત ને કહે છે કે અય યાદે ઇલાહી કરનારાઓ તમો ઉભા થાઓ તમારા બધા ગુનાહો (સગીરા) મટાડી દેવામાં આવ્યા અને તમારી બુરાઇયો નેકીયોથી બદલીદેવામાં આવી હઝરત મહબુબ-રબ્બુલ આલમીન સલલ્લાહો અલેહે વ-સલલમ ફરમાવેછે કે ખુદાપાકના તરફથી ફરીશતાઓની ખાસ એકજમાઅત એ કામ માટે મુકરર છેકે ઝીકરે ઇલાહી કરનારાઓની તલાશમાં રહે જયારે તે ફરીશ્તાઓ ઝીકરે ઇલાહી કરતાં જુએ છે તો તે મજલીશને ફરીશતા પોતાના પરોથી ઘેરી લે છે પછી ફરીશ તાઓથી ખુદાપાક સવાલ કરે છે ( હાલાં કે તે પેહલાંથીજ જાણે છે ) કે મારા બંદા શું કરી રહયા હતા ફરીશતા કહેછે ખુદાપાક તારી યાદી અને તારીફ કરી રહયા હતા ત્યારે ખુદા પાક ફરમાવે છે શું મારા બંદાઓએ મને જોયો છે ફરીશતા કહે છે નહી તો ખદાપાક ફરમાવે છે અગર તેઓ મને જોતે તો શું કરતે ફરીશતા કહે છે કે ત્યારે તો હંમેશાં તારીજ યાદીમાં મશગુલ રેહતે પછી ખુદાપાક ફરમાવે છે કે મારા બંદા શું માંગે છે. અરજ કરે છે કે જન્નત તો ખુદાપાક ફરમાવે છે કે શું તેમણે જન્નત જોઇછે તો કહે છે નહીં તો ખુદાપાક ફરમાવેછે અગર જોઇ લે તે તો શું કરતે ફરીશતા અરજ કરે છે કે ત્યારે તો જન્નતની ખાહેશ અને રગબતમાં હંમેશાં રહેતે પછી ખુદાપાક સવાલ કરે છે કે કઇ ચીજથીપનાહમાંગે છે ફરીશતા અરજ કરે છે કે જહન્નમ (દોઝખ) થી તો ખુદાપાક ફરમાવે છે શું તેમણે જહન્નમ જોયુ છે અરજ કરેછે નહીં ખુદાપાક ફરમાવેછે અગર જોઇ લે તે તો ફરીશતા અરજ કરે છે ત્યારે તેઓ હમેશાં તારાથી ડરતાં રહેતાં અને જહન્નમથી દુર

નાસતા રેહતા ત્યારે ખુદાપાક ફરમાવે છે કે અય ફરીશતાઓ હું તમને ગવાહ કરૂં છું કે મેં એ સરવે ને બક્ષી દીધા પછી એક ફરીશતો અરજ કરે છે કે તમામ આદમી એ કામમાં નહી હતાં કેટલાક તો બીજા કામ માટે આવ્યા હતા ત્યારે ખુદાપાક ફરમાવે છે કે યાદી ઇલાહી કરનારા એવા લોકો છે કે તેમની પાસે બેસનારા પણ મહરૂમ નથી રહેતા મે તેમને પણ બક્ષી દીધા સુબહાનલ્લાહ વલહમદોલીલ્લાહ વલાએલાહા ઇલલ્લાહો-વલ્લાહો અકબર ઉપરના બયાનોથી ઝીકરે ઇલાહી ના મરતબાઓ શું છે સમજમા આવી ગયા હશે ખુદાપાક પોતાની બ દશાહી શાનથીજ હમોને યાદ કરશે હમો તેને આજેઝીથી યાદ કરશું તો માલેક હમોને બુઝરગીઓ આપશે હમો તંન્દુરસતી અને આરામમાં યાદ કરી શું તો તે મુશકેલી એ દૂર કરશે હમો એકલા યાદ કરી શું ખુદાપાક હમોને ફરીશતાઓની મજલીસમા યાદ કરશે હમો તોબાહથી યાદ કરી શું ખુદાપાક બક્ષીસથી યાદ ફરમાવશે હમો બીસતરાપર યાદી કરશું ખુદાપાક કબરમાં રહમ ફરમાવશે

ખુદાપાક પોતાની રહમતથી હમોંને યાદ ફરમાવેએથી વધુ શું ખુશીની વાત છે

હમારી જાહેરી અને બાતેની ઇસલાહ અને દીની તથા દુનયવી બેહતરીઓ ખુદાપાકને યાદ કરવામાંજ સમાએલી છે.

હમારા પેગમબર હઝરત મોહમદ સલલ્લાહો અલેહે વ સલલમે ખાવા પીવા બેસવા ઉઠવા ચાલવા કરવા સુવા જાગવા વીગેરે દરેક વખતમાં ખુદાપાકની યાદી કરવાના તરીકા તાલીમ ફરમાવ્યાછે જે ટુંકમાં નીચે લખવામાં આવે છે ખુદાપાકને પુકારવું દુઆ કરવું એ તમામ એ બાદતોનું મગજ છે. ખુદાપાક ફરમાવે છે મને પુકારો હું તમારી દુઆ કબુલ કરીશ.

ઘર મદરસા દુકાનથી બાહેર નીકલોતો બીસમીલ્લાહે તવક્કલતો-અલલ્લાહ-લાહવલા વલા કુવ્વતા ઇલ્લાબીલ્લાહ પડો